[ રાગ—પુનમ ચાંદની ]

સાખી—આ લોકે સુખી બનુ, પરલોકે—વળી તેમ,
ધર્મ અર્થ કામે કરી, રાખુ મોક્ષમા નેમ
નેમે નટવર આવે, મુજ આ ગાગીએ નાચતો રે,
તો તો માનવ જીવન, ધન્ય ધન્ય લેખાય—
એ મે કરી પ્રતિજ્ઞા છટ્ઠે પગલે લગ્નમા રે—
[ વિવાહ સસ્કાર પાનુ ૨૪ ]

પ્રભુને પકડી લાવે-તેવો ગૃહસ્થાશ્રમ છે આવો ઉત્તમ હેતુ વીસરી જઇને, શરીરમા તાકાદ હોય, ત્યા સુધી સ્ત્રી સાથે વિષયસુખ ભોગવવુ-એ આજકાલ પવન છે સ્ત્રી ન હોય, તો કોઈ ગોદણુ ગોતી કાઢવી નાગાને નાગા મળે કુતરાને કારતક માસનોજ નિયમ, માણસને નિયમજ નહીં પશુ કરતા હલકા માણસ વારનાર મનને સમજાવજો કે-વિષય સુખ, પશુપક્ષીના અવતારોમા પણ મળશે આ ત્યા નહીં મળે વિષય સુખ તજીએ, તો જ આ મળે સમજુ હો-તો સમજી જજો

તે પછી-વાણીનો સયમ, જીભે સ્વાદનો સયમ, કાને સાભળવાનો સયમ, અને આખે જોવાનો પણ સયમ આ ચાર સયમ, જીવને અનેક પાપમાથી બચાવી લે, અને કલ્યાણને કેડે ચડાવે થોડુક જ્ઞાન થાય, ત્યા સોએ પચાણુ ટકા જીવોને, બબ્વાદનો રોગ ફાટી નીકળે-બુદ્ધિવાદ કરતા આવડી જાય આ રોગને ઓળખી કાઢી, તેમાથી બચવુ

સાધન ચતુષ્ટય, યોગ્યતા અગર સમ્યકદર્શન સબધી આટલી વાત કરી તે પછી-ગુરૂ અને જ્ઞાન ઉપનયન આપનાર અગર કઠી બાધનાર ગુરૂ, જેવો તેવો હોય તો ચાલે જ્ઞાન આપનાર ગુરુ જ્ઞાની હોવો જોઇએ ચારીત્ર આપનાર ગુરૂ, ચારીત્ર વાળો હોવો જોઇએ ભક્તિ આપનાર ગુરૂ, ભક્ત હોવો જોઇએ જ્ઞાનની અત કરણમા અસર થઈ છે કે નહીં ? તે તપાસવુ હોય, તો શ્રીકૃષ્ણુના વચનો યાદ કરવા શ્રીકૃષ્ણુ જ્ઞાન કોને કહે છે, તે સાભળો—

अमानित्यमदंभित्व-महिंसा क्षांतिरार्जवम् ॥
आचार्यापासन शौचं, स्थैर्यमात्मविनिग्रह ॥ ७ ॥
इंद्रियार्थेपु वैराग्य-मनहंकार एव च ॥
जन्ममृत्युजराव्याधि-दु खदोशानुदर्शनम् ॥ ८ ॥
असक्तिरनभिष्वग, पुत्रदारगृहादिपु ॥
नित्यं च समचित्तत्व-मिष्टानिष्टोपपत्तिपु ॥ ९ ॥
मयि चानन्ययोगेन, भक्तिरव्यभिचारिणी ॥
विविक्तदेशसेवित्व-मरतिर्जनससदि ॥ १० ॥
अध्यात्मज्ञाननित्यत्व, तत्त्वज्ञानार्थदर्शनम् ॥
एतज्ज्ञानमिति प्रोक्त-मज्ञान यदतोऽन्यथा ॥ ११ ॥ [ ગીતા અ ૧૩ ]

અર્થ—અમાનીપણુ, અદભીપણુ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની સેવા, પવિત્રતા, સ્થિરતા, મન ઇંદ્રિયોનો નિગ્રહ, ઇંદ્રિયોના વિષયોમા વૈરાગ્ય, અહકારનો અભાવ, જન્મ-મૃત્યુ-વૃદ્ધાવસ્થા, રોગ ઇત્યાદિમા રહેલા દુખો, તથા તેમા રહેલા દોષોનુ વારવાર.

ચિંતવન, વળી કર્મના ફળમા અનાસક્તિ, તથા પુત્ર-સ્ત્રી-ગૃહ અને ધનાદિમા મમતાનો પણ, પ્રિય અગર અપ્રિય વસ્તુની પ્રાપ્તિમા સદાય ચિત્તની સમાનતા, (૭ થી ૯) અ યોગથી મારા ઉપર ઉપજતી અવ્યભિચારિણી ભક્તિ, પવિત્ર એકાંત સ્થળનું સેવન, પ્રા વિષયી-લોક સમુદમા અપ્રીતિ, સદાય અધ્યાત્મ જ્ઞાનમા નિષ્ઠા, તત્ત્વજ્ઞાનના અર્થ પરમાત્માનુ વારંવાર દર્શન-એ સર્વનુ નામ જ્ઞાન આથી જે વિપરીત-ઉલટુ-તે અજ્ઞા

જ્ઞાનનુ પહેલુ પગથીયુ—પહેલુ લક્ષણુ-અમાન છે મહંતો, પંડિતો, આચાર્યો ઘા મોટા થાભના મ્હેવાય, પણ જો તેઓ માની હોય-બડાઇ વાળા હોય, 'અમે મોટા 'અમે મોટા' એમ સમજતા હોય, તો તેઓ જળ વિનાના નવાણુ છે-પાટા ઉપર ખસી પડેલા ડબ્બા છે મુમુક્ષુ પણ જો માની હોય, તો તે અજ્ઞાની છે દરેક ધર્મ અગર સંપ્રદાયના મુમુક્ષુઓએ, પોતે કેટલા નિર્માન છે, તે તપાસતા રહેવુ

યાદ રાખવુ કે-જીવનના પ્રયોગો, રસાયણી પ્રયોગો જેવા છે રસાયણી પ્રયોગ એકજ દ્રવ્યના પ્રમાણમા ફેરફાર કરતા, જુદીજ વસ્તુ બની આવે વળી તેમા બીજુ કો દ્રવ્ય અમુક પ્રમાણમા મળતા, ત્રીજી વસ્તુ થાય તે પ્રમાણે માનવ હૃદયનું ઘડતર થાય છે

શાસ્ત્રોના શ્રવણથી-[૧] પોતા પાસે જે ધન હોય, તેમા વૈરાગ્ય થાય, એટલે આપવાનુ-દાન કરવાનુ-મન થાય, તો **લોભ** ઓછો થાય [૨] વિષયોમાથી રાગ ઓછે થાય, તો **કામ** ઓછો થાય, અને [૩] સર્વત્ર આત્મભાવ થાય, તો **ક્રોધ** ઓછો થાય

ધર્મનો મુખ્ય હેતુ—અનાત્મવસ્તુઓમા ત્યાગ, અને આત્મવસ્તુમા રાગ કુસંગના કરતા અસંગ રહેવુ, તે સારૂ અને અસંગના કરતા સત્સંગ કરવો તે સારૂ અંત:કરણની શુદ્ધિ અશુદ્ધિને ઉપર, માનવ જીવનની કિંમત અંકાય છે સયમ વિનાનુ બળ ભયકર છે બ્રેક વિનાની મોટર અગર રેલ્વે ગાડી ભારે અકસ્માત કરી બેસે છે લગામ વિનાનો જગલી ઘોડો, કલાકે દસ ગાઉ ચાલતો હોય તો પણ તે નકામો છે અને ચોકડા વાળો પાળેલો ઘોડો, કલાકે પાચ ગાઉ ચાલતો હોય તો તે કામનો છે એટલે સયમ વાળુ મન કામનુ છે, અને સયમ વિનાનું મન નકામુ છે અભણ મજુરો પણ ચોથે ભાગે નાની બ્હેનો સાથે એકાતમા પવિત્રતાથી રહી શકે, જ્યારે સયમ વિનાના ભણેલા માણસો નાની બ્હેનો સાથે એકાતમા પવિત્રતાથી રહી શકે નહીં માત્ર ઇચ્છાઓ (મનોરથો) ફળ આપી શકતા નથી, સાથે સાધનો જોઇએ આપ સૌ સાધન સંપન્ન થાઓ, એવી શુભ આશિશ આપીને વિરમુ છઉં

હવે ત્યારે ઘણાજ હેતથી જય શ્રીકૃષ્ણ પ્રેમથી વાચજો-વચાવજો-સાંભળજો અને સંભળાવજો શબ્દે શબ્દે કુરુપ છે

આ કાર્ય વિદ્વતા બતાવવા કર્યું નથી આ તો અમારૂં ગાડુંઘેલુ છે તમને આ ગમ્યુ, માટે સંભળાવ્યુ કાંઈ ભુલચૂક હોય તો ઉદાર દિલથી ક્ષમા કરશોજી કાઇ લખવા જેવુ હોય, તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને લખશોજી વાચીને રાજી થાઓ, તો પ્રેમથી-ઉમળકાથી આશીર્વાદ આપજો કે-અમારી વૃત્તિ સદા શ્રીહરિના ચરણમા રહે

મોક્ષમંદિર, અમદાવાદ.
દીવાળી ૧૯૮૯




રામશંકર મોનજી ભટ્ટ.